રની ખરાબી થયા વિના રહેવાની નથી, એ દહેશતથી તેઓ ભયભીત તથા ઉદાસ થઈ ગયા હતા. થોડાંએક માણસોએ રાજા ઉપર ફુલ વધાવ્યાં, તથા પરમ કૃપાળુ ઈશ્વર પાસેથી માગી લીધું કે ક્ષત્રી રાજાનો જય થાઓ, અને મ્લેચ્છ, ચંડાળ લોકોનો સંહાર થાઓ. પણ એવું ઈચ્છનારા તથા એ તેઓની પ્રાર્થના ઈશ્વર માન્ય કરશે, એમ માનનારા થોડા હતા. તે જોઈને રાજાને ઘણી દિલગીરી થઈ, તથા એ વાતથી તેનું અર્ધું શૌર્ય ઓછું થયું. તોપણ તેને આશા હતી કે જો વખતે જય મેળવીશ તો કીર્તિ વધારે થશે, અને હમણાં જેટલી નાઉમેદી છે તેનો જ પ્રમાણમાં મારી પ્રતિષ્ઠા વધશે. એટલા જ ઉપરથી તેના મનને દિલાસો મળતો હતો. તેના સીપાઈઓમાં પણ જોઈએ તેટલી હોસ ન હતી. તેઓ મરવા જતા હોય તેમ તેઓના મ્હોં ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું. તેઓને જીતવાની કાંઈ આશા ન હતી. તેઓએ પોતાનાં બૈરાંછોકરાંને છેલ્લા રામ રામ કીધા હતા, અને પાછા ઘેર જઈશું એવો કોઈ રીતે ભરોંસો ન હતો. નીકળતાં શકુન પણ સારા થયા નહી. જોશીઓએ સારૂં મુહૂર્ત પણ આપ્યું ન હતું, અને અગર જો તેઓ રાજાને મ્હોડે સારી સારી વાતો બોલતા, તોપણ બીજાઓની આગળ રાજ્યની ખરાબી વિષે તેઓએ કહી રાખ્યું હતું. રાજાનો ચંદ્ર સારો નથી, એ પ્રમાણે વહેમ સઘળે પથરાઈ રહ્યો હતો. પણ શંકળદેવને કાળે ઘેરેલો તેથી તેને કાંઇ સુઝયું નહી, અને તેથી આ સઘળી વાતની કાંઇ પણ ફિકર રાખ્યા વિના પોતાના લશ્કર સહિત આગળ ચાલ્યો, અને શેહેરથી કેટલેક દૂર જઈ એક સારી જગાએ ઉભો રહ્યો.

મુસલમાનોના લશ્કરને પણ આવતાં કાંઈ વાર લાગી નહી. તેઓએ જયારે રાજાનું લશ્કર લડાઈ કરવાને ગોઠવાયલું જોયું ત્યારે તેઓને ઘણો જ આનંદ થયો, અને હવે થોડી વારમાં તે લશ્કરના કડકે કડકા કરી નાંખીશું, એ ખુશીથી તેઓએ એક મોટી ચીસ પાડી તેના જવાબમાં રજપૂતોએ પણ કિકિયારી કીધી, પણ તેમાં શત્રુના જેટલો જુસ્સો જણાયો નહી. જયારે મલેક કાકુર દુશ્મનના લશ્કરની પાસે આવ્યો, ત્યારે તેણે પોતાનાં માણસોને ઉભાં રાખ્યાં, અને એક માણુસને બોલાવી તેને કાંઇ સંદેશો કહી રાજા પાસે મોકલ્યો. તેણે

આવીને શંકળદેવને કહ્યું, "હે રાજા ! સઘળી જહાંનના પાદશાહ અલાઉદ્દીન ખિલજીનો મુખ્ય સરદાર નાયબ મલેક કાપુર તમને ખબર કરે છે કે, ઘણુંએક વર્ષ ઉપર તમારૂં રાજ્ય પાદશાહે જીત્યું, અને તમારા ઉપર ઘણી દયા કરી ખંડણી બેસાડી; તે ખંડણી તમારા બાપે એક વાર બંધ કીધી ત્યારે અમારે ઈહાં ફરીથી આવવું પડયું, તે વખતે તમારો બાપ રામદેવ અમારે શરણ આવ્યો, અને અમને ખંડણી ઉપરાંત કેટલુંક નજરાણું પણ આપ્યું તમારો બાપ રામદેવ પાદશાહની હજૂરપનાહમાં ગયો, અને તેને રાયારાયનો ઇલકાબ આપ્યો, તથા તેને જાગીર પણ આપી. તમારો બાપ પાછો દેવગઢમાં આવ્યો, અને જ્યાં લગી જીવ્યો ત્યાં સુધી તેણે ધારા પ્રમાણે ખંડણી આપ્યાં કીધી. તેના મુઆ પછી તમે ખંડણી બંધ કીધી. તમે જાણો છો કે તૈલંગણના રાજાએ ખંડણી આપવાનું કબુલ કીધું છે, અને તે વસુલ કરવાને અમે જઈએ છીએ, પણ રસ્તામાં તમારી ખબર લેવી, અને તમને સારી શિખામણ આપવી, એ વિચારથી અમે ઈહાં આવ્યા છીએ. ખંડણી આપ્યા વિના તમારો છૂટકો થવાનો નથી. અમે જ્યાં જઇએ છીએ ત્યાંથી અમારી મતલબ પાર પાડ્યા વિના કદી પણ પાછા ફરતા નથી. અમારૂં લશ્કર કદી હારીને પાછું ફર્યું નથી. માટે હમણાં ડાહ્યા થઇને રાજીખુશીથી ચઢેલી ખંડણી, અમારો ઇહાં આવવાનો ખરચ, તથા તમારા ઉપર જે દંડ ઠેરવવામાં આવે તે સઘળું એકદમ આપો. નહી તો આ તમારૂં લશ્કર એક પલકમાં પાયમાલ કરી નાંખીશું; તમારી રાજધાની બાળી મૂકીશું, તમારા લોકોને કતલ કરી નાંખીશું, તથા બીજી જેટલી ખરાબી અમારાથી થઇ શકશે તેટલી કરીશું. માટે એ સઘળા ઉપર વિચાર કરીને મનમાં વિવેક લાવીને જવાબ આપજો. ઉન્મત્તાઈ કરવાનું કાંઇ કામ નથી. પાછળથી પસ્તાવો કરવો પડે એવું કદી કરશો નહી." જાસુસની આ વાત સાંભળી તેનો જવાબ રાજા શો આપે છે તે જાણવાને સઘળા સીપાઈઓ તથા સરદારો ઘણા આતુર હતા. રાજાએ તુરત જવાબ દીધો નહી, તેણે વિચાર કરવા માંડ્યો. એટલામાં પેલો નવો રાખેલો સરદાર તેની પાસે ગયો, અને તેની સાથે કેટલીએક વાત કરી તેના મનમાં જે કાંઈ શંકા હતી

. પણ એ વાત બન્યાને આજ લાંબી મુદ્દત થઈ છે. કરણ વાઘેલાના મોત પછી સાડી પાંચસેં વર્ષ વહી ગયાં છે. તે વખતના અને હમણાંના ગુજરાતમાં ઘણો ફેર પડી ગયો છે. તે રજપૂતો, તે મુસલમાનો, અને મરેઠાઓ કયાં ગયા ? તેઓની હમણાંની અવસ્થા જુઓ. હમણાંના એદી, અફીણી, નિર્બળ, અક્કલહીન રજપૂતો તે વખતના શૂરા, જોરાવર ને બુદ્ધિમાન રજપૂતોના વંશના છે, એમ કોણ માનશે ? હમણાંના ભૂખે મરતા, અશક્ત, અજ્ઞાન મુસલમાનો, તે વખતના મુસલમાનોની ઓલાદના છે એ માનવું પણ કઠણ પડશે નહી ? અને મરેઠાઓનું પણ નામ જ રહી ગયું છે. તેઓ સઘળા પશ્ચિમ તરફના ગૌર વર્ણના માણસોના હાથ નીચે દબાઇ ગયા છે. ભાટ, ચારણ, અને બીજા રાજ્ય દરબારને લગતા લોકો પણ પહાડ અને જંગલમાં ભટકતા માલમ પડે છે. અંગરેજના એક છત્ર નીચે સઘળું ગુજરાત આવી રહ્યું છે, અને પરમ કૃપાળુ ઇશ્વરની ઇચ્છાથી એ પરદેશી લોકોના હાથ નીચે આ પ્રાંત પાછો મોટો થશે; પાછું કોઈ જુદી જ રીતનુ નામ કહાડશે; અને વિદ્યા, કળા અને સુધારો સઘળે પથારાઈને આ રળિયામણો પ્રાંત ઇશ્વરની વાડી, લક્ષ્મીનું ધામ, તથા સદ્ગુણનુ સ્થાન થઈ પડશે. અસ્તુ !

18430

